# ગાઝી મુસ્તફા કેમાલ પાશા

:: મહાન તુર્ક નરકેસરી



પ્રકાશક :

રાષ્ટ્રીય સાહિત્ય મન્દિર,

દોલતખાના ૪૧૦૫, અમદાવાદ.

સંવત્ ૧૯૭૮. સને ૧૯૨૨.

મૂલ્ય બે આના.

# ગાઝી મુસ્તફા કેમાલ પાશા.

સમ્પાદક,

ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી, એમ. એ.

સંવત્ ૧૯૭૮. સન ૧૯૨૨. પ્રત ૨૦૦૦.

પ્રકાશક.

પ્રજાકીય સાહિત્ય મન્દિર

દોલતખાના, ૪૧૦૫

અમદાવાદ.

# બે બોલ.

તુર્કીની રાષ્ટ્રીયતાની ચળવળના પરાક્રમી નેતા ગાઝી મુસ્તફા કેમાલ પાશાના જીવનચરિત્ર વિષે બહુ વિગતો બહાર આવેલી નથી. તેમ છતાં "બોમ્બે ક્રોનીકલ" વગેરે વર્તમાનપત્રોમાં તે વિષે જે થોડો ઘણો હેવાલ બહાર પડેલો છે તેનો બની શકે તેટલો સંક્ષિપ્ત સ્પષ્ટ ખ્યાલ આ ન્હાનકડા પુસ્તકમાં આપવામાં આવેલ છે. તે ઉપરાંત તુર્કીની શૂરી અને સાહસિક પ્રજાના રાષ્ટ્રીય સ્વાધીનતા માટેના પ્રયાસ, તેમની તે માટેની માગણીઓ વગેરે અન્ય ઉપયોગી બાબતોના ટુંકા સ્પષ્ટ હેવાલનો સમાવેશ કરવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો છે. આશા છે કે ગૂજરાતની જનસમાજને તથા ગૂજરાતી જાણનાર ઇસ્લામી પ્રજાને આ લઘુ પુસ્તક ઉપયોગી નીવડશે.

ઇજીપ્તના ઉદ્ધારક મુસ્તફા કેમાલ પાશાનું ટુંકું જીવનચરિત્ર મહાત્મા ગાંધીજીએ લખેલું છે. તે પુસ્તકના નાયક તે ઇજીપ્તના ઉદ્ધારક હતા. આ પુસ્તકના નાયક તે તુર્કીના મહાન પરાક્રમી પુરૂષ જે અત્યારે ઇસ્લામ ધર્મના રક્ષણને માટે, ઇસ્લામ પ્રજાના ગૌરવને માટે જંગી લડત ચલાવી રહેલ છે તે છે.

ગાઝી મુસ્તફા કેમાલ પાશાના ફોટા માટે "બોમ્બે ક્રોનીકલ" પત્રના અધિકારીઓએ પોતાના બ્લોકનો ઉપયોગ કરવાની સભ્યતા દર્શાવવા માટે તેમનો અત્રે જાહેર ઉપકાર માનવામાં આવે છે.

ભાદ્રપદ, ઋષિપંચમી
સંવત્ ૧૯૭૮.

ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી

प्रजाकीय साहित्य मन्दिर.

# गाझी मुस्तफा केमाल पाशा,



तुर्कीना वीर नेता.

# ગાઝી મુસ્તફા કેમાલ પાશા.



યૂરોપીય રાજકીય વાતાવરણમાં પ્રપંચ રૂપી ઉગ્ર તોફાની વાવાઝોડામાં અન્ય કોઇ વ્યક્તિઓ કરતાં વધારે દઢતા, વધારે પરાક્રમ, વધારે સ્વદેશાભિમાન અને વધારે સ્વધર્માભિમાન કોઇનામાં દ્રશ્ય થતું હોયતો તે ગાઝી મુસ્તફા કેમાલ પાશામાં છે. છેલ્લા મહાન યૂરોપીય વિગ્રહની કલેમોન્સો, ફોશ, હેગ વગેરે વ્યક્તિઓનાં નામો કરતાં વધારે ઐતિહાસિક નામ મુસ્તફા કેમાલ પાશાનું બનેલું છે. યૂરોપીય રાજકીય શેત્રંજના દાવપેચ રમનારાઓ, તુર્કીનું બલ્કે સારા ઇસ્લામનું યૂરોપમાંથી નિકંદન કાઢી નાખવાના અનેક તર્કટ ખેલનારાઓએ આ પરાક્રમી પુરૂષના નામને જોઇએ તેવો ન્યાય આપ્યો નથી. તેનાં પરાક્રમોને, તેની ઉચ્ચ ભાવનાઓને કાળામાં કાળા રંગે ચીત્રી જગત્ સન્મુખ મૂકવાનો તેમણે મલીન પ્રયત્ન કરેલો છે એટલુંજ નહિં પરંતુ તેને એક ખૂની, લૂંટારાનું નામ આપ્યું છે. પરન્તુ એ બધી ખટપટોનાં પડ ભેદીને તેનો કીર્તિસૂર્ય સારી આલમમાં પ્રકાશી નીકળ્યો છે. અત્યારે યૂરોપીય રાજકીય ખટપટોના ભોગ થઇ પડેલ તુર્કીની સ્વાધીનતા અને સ્વાતન્ત્ર્ય જાળવી રાખવાના આ વીર નરના અતુલ પ્રયત્નો, ઇસ્લામ અને ઇસ્લામી પ્રજાનું ગૌરવ સાચવી રાખવા માટે તેણે આરમ્ભેલા મહાન પ્રયાસો તરફ સમસ્ત ઇસ્લામ પ્રજા અને રાષ્ટ્રીય અને ધાર્મિક સ્વાધીનતા માટેના પ્રયત્નો પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર સમસ્ત ઉદારચિત્ત જનસમાજનું લક્ષ ખેંચાઇ રહેલું છે. વર્તમાનપત્રો ઉપર થતા અયોગ્ય અંકુશને લીધે તેમના જીવનચરિત્ર વિષે તેમજ યૂરોપીય તુર્કસ્થાનની સ્વાધીનતા માટે તેઓ જે પ્રયત્નો કરી રહેલ છે તે વિષે સંપૂર્ણ હકીકત આપણને પ્રાપ્ત થતી નથી. તેમ છતાં જે કાંઇ યત્કીંચિત

હેવાલ બહાર આવેલા છે તે ઉપરથી તેમની મહત્તાનો ખ્યાલ તો અવશ્ય આપણને આવી શકે છે. યૂરોપીય સામ્રાજ્ય વાદીઓના પ્રપંચો સ્હામે તેઓ કેવા કૌશલ્ય, સાહસ અને પરાક્રમથી ઝઝી રહેલા છે, તેઓ ઇસ્લામના રક્ષણ માટે કેવો અથાગ શ્રમ વેઠી રહેલા છે. યૂરોપીય તુર્કસ્થાનને પ્રજાશાહી તન્ત્ર નીચે મૂકવા માટે તેઓએ કેવો પ્રયત્ન કર્યો છે વગેરે મહત્વની બાબતો માટે જેટલો બને તેટલો સ્પષ્ટ ખ્યાલ આ નીચે આપવાનો પ્રયત્ન કરવામાં આવેલ છે.

## બાલ્યાવસ્થા.

ગાઝી મુસ્તફા કેમાલપાશાનો જન્મ સેલોનિકામાં ઈ. સ. ૧૮૮૦માં થયો હતો. તેમના પિતા તે શહેરના કસ્ટમ્સ ખાતામાં નોકર હતા. તેમના પિતાનો જીવનવ્યવહાર જૂની શ્રેણીનો હતો. તેઓ પોતાની પાછળ એક પુત્રી અને મુસ્તફા કેમાલને બાલ્યાવસ્થામાં મૂકીને મરણ પામ્યા. પુત્રીની ટુંક વખતમાં શાદી કરવામાં આવી. પુત્ર ઉપર વિધવા માતાની અતિશય મમતા હતી તેથી તેઓ તેમને મદ્રેસામાં મોકલવા ઇચ્છતાં નહોતાં. તેમછતાં તુર્કી માતાઓના રિવાજ મુજબ મુસ્તફા કેમાલને સેલોનિકાની મદ્રેસામાં મોકલવાની જરૂર પડી.

અભ્યાસ પ્રત્યે મુસ્તફા કેમાલને જોઇએ તેવી પ્રીતિ નહોતી. એકવાર એવું બન્યું કે તેઓ પોતાના વર્ગના એક વિદ્યાર્થીની સાથે વર્ગ ચાલતો હતો તે વખતે લડ્યા અને પુષ્કળ અવાજ કરી મૂકયો. આથી સ્વાભાવિક રીતે શિક્ષક ઉશ્કેરાઇ ગયા અને તેમણે મુસ્તફાને એવો સખત માર માર્યો કે તેઓ મદ્રેસા છોડી ઘેર જતા રહ્યા. પ્રેમાળ માતાને તો આટલુંજ જોઇતું હતું. એટલે આ બનાવનો લાભ લઇને તેમણે મુસ્તફાને મદ્રેસામાં મોકલવાનું બંધ કર્યું.

## સૈનિક જીવનની પસંદગી.

એ વખતે મુસ્તફા કેમાલ પાશાની ઉંમર દસ વર્ષની હતી. બાળપણથીજ તેમને વીરનરો પ્રત્યે ભાવ હતો. રસ્તામાં રમતી વખતે પસાર થતા તુર્કી લશ્કરી અમલદારોને જોઇ તેમનું મન તેમના તરફ સ્વાભાવિક રીતે આકર્ષાતું અને પોતાનું જીવન તેમને અનુરૂપ કરવાની ઇચ્છા તેમના હૃદયમાં હરહમ્મેશ સ્વાભાવિક રીતે પ્રગટ થતી. એવામાં તેમના જાણવામાં આવ્યું કે તેમના પડોશીનો પુત્ર લશ્કરી શાળામાં જતો હતો. આ વાત સાંભળતાંની સાથે પોતાના જીવનનો નિશ્ચય તુરતમાંજ તેમના મનમાં થઇ ગયો અને તેમણે પણ લશ્કરી શાળામાં જવાનો નિર્ણય કર્યો. તેમની માતાનું સ્નેહાળ હૃદય તેમના આ નિશ્ચયની આડે આવ્યું, પરન્તુ તેમના વિરોધ છતાં તેઓ સેલોનિકાની પ્રાથમિક લશ્કરીશાળામાં દાખલ થઇ ગયા. આ રીતે પોતાના જીવનનો માર્ગ પોતે પોતાની મેળે શોધી કાઢયો અને તે પંથે પળવા માંડયું.

## નૂતન નામાવિધાન.

તેમના ગણિત શિક્ષકનું નામ પણ તેમના નામ પ્રમાણેજ હતું. આથી ઘણો ગોટાળો થતો હતો. તેથી શિક્ષકે એક દિવસે તેમને બોલાવી એમાંથી એકનું નામ બદલવાની જરૂર તેણે મુસ્તફાને સમજાવી અને તેમના નામની સાથે "કેમાલ" શબ્દ ઉમેરવાનું કહ્યું કે જેથી તેઓ એકલા **મુસ્તફા**ના નામથી ઓળખાવાને બદલે **મુસ્તફા કેમાલ**ના નામથી ઓળખી શકાય. મુસ્તફા કેમાલ પાશાએ પોતાના નામમાં સૂચવેલો ફેરફાર સ્વીકાર્યો અને ત્યારથી તેઓ મુસ્તફાને બદલે મુસ્તફા કેમાલના નામથી ઓળખાવા લાગ્યા. "કેમાલ" શબ્દનો અર્થ તુર્કી ભાષામાં 'યથાર્થતા' (Rightness) એવો થાય છે.

લશ્કરી પ્રાથમિકશાળાનો અભ્યાસ પૂરો કર્યા પછી તેઓ મોનાસ્ટીરની અમલદારો માટેની લશ્કરીકોલેજમાં દાખલ થયા અને ત્યાર પછી કોન્સ્ટેન્ટીનોપલના લશ્કરી વિશ્વવિદ્યાલય (War Academy) માં દાખલ થયા. બાવીસ વર્ષની યુવાન વયે તેઓ લેફ્ટેનન્ટની પદ્વિ સહિત' તે વિદ્યાલયમાંથી ઉત્તીર્ણ થઇ બ્હાર નીકળ્યા.

## રાષ્ટ્રીયતાનો જુસ્સો.

વિશ્વવિદ્યાલયના ઉચ્ચ વર્ગોમાં અભ્યાસ કરતી વખતે તેઓ રાજકીય બાબતોમાં રસ લેતા થયા. તેમનામાં રાષ્ટ્રીય ભાવના પ્રદીપ્ત થઇ. વિદ્યાલયનું શાસન કડક હતું તે છતાં **નામિક કલામ બે**નાં ફિતુરી પુસ્તકો તેઓ સ્હેલાઇથી પ્રાપ્ત કરી શકયા. કેમાલબેનું **વતન** (માતૃભૂમિ) એ નામનું નાટક તેમના હાથમાં આવ્યું. સુલ્તાન અબદુલહમીદ બીજાએ આ નાટકની તમામ પ્રતો જપ્ત કરાવી બાળી નખાવી હતી. નામિક કેમાલ એ તુર્કી સાહિત્યમાં ઘણું ઉંચું સ્થાન ભાગવે છે તેમ છતાં તેમને દેશનિકાલ કરવામાં આવ્યા હતા અને ઇંગ્લાંડ જઇ પોતાની શેષ જીંદગી ત્યાંજ વ્યતીત કરવાની તેમને ફરજ પડી હતી. અબદુલહમીદે દેશમાં જાસુસોની વીસ્તીર્ણ જાળ પાથરી હતી. કોઇ ગૃહસ્થે કેમાલ બેનું વતન વાંચેલું છે તેવા ખબર જાસુસો તરફથી મળતાં તેને તુરત રાજધાની બહાર કાઢી મૂકવામાં આવતો.

આવાં ફિતુરી જુસ્સાયુક્ત પુસ્તકોના વાંચન ઉપરથી મુસ્તફા કેમાલ અને તેમના સોબતીઓ ઉપર એમ અસર થઇ કે જરૂર ચાલુ શાસન પદ્ધત્તિમાં કાંઇક ડાઘો છે–કાંઇક ખોટું છે. દિવસે દિવસે પ્રજાશાહી રાજતન્ત્રના પાશ્ચાત્ય વિચારો તેમનામાં ઘર કરવા લાગ્યા. પ્રતિદિન ચાલુ શાસન પ્રત્યે તેમનો અસંતોષ વધતો ગયો અને તે

સ્પષ્ટ રીતે વ્યક્ત થવા લાગ્યો. સામાજીક, ગૃહવિષયક અને રાજકીય તેમજ શાળાઓની બાબતમાં પણ બધે સર્વત્ર ફેલાએલ જાલીમ જો હુકમીથી તેમને લાગ્યું કે ચાલુ રાજ્યપદ્ધતિ પ્રજાહિત અને દેશના ઉત્કર્ષની વિરૂદ્ધ છે.

## ગુપ્ત સંસ્થાની સ્થાપના.

પ્રજાના દુઃખનું આ રીતે તેમને ભાન થવાથી તેમના હૃદયમાં પોતાના સોબતીઓ અને સહાધ્યાયિઓને પણ એ દુઃખનો ખ્યાલ આપવાની સ્વાભાવિક પ્રેરણા થઇ. તેમણે એક ગુપ્ત સંસ્થા સ્થાપી અને એક ગુપ્ત પત્ર પ્રગટ કરવા માંડયું. મુસ્તફાકેમાલ-પાશા એ ગુપ્ત મંડળના પ્રમુખ બન્યા અને તેઓ ગુપ્ત પત્રના મુખ્ય લેખક બન્યા.

થોડા વખત પછી આ ગુપ્ત મંડળના અસ્તીત્વની વાત અબ્દુલહમીદના જાસુસોના જાણવામાં આવી અને સરકારને તેનો હેવાલ પહોંચાડવામાં આવ્યો. પરિણામે શાળાના વ્યવસ્થાપકને વિદ્યાર્થીઓ આવું વર્તન ન ચલાવે તે બાબતમાં સખ્ત ચેતવણી આપવામાં આવી. પરન્તુ મુસ્તફા કેમાલ અને તેમના સોબતીઓએ વિદ્યાલયના આખા અભ્યાસીજીવન દરમ્યાન પોતાની ચળવળ ચાલુજ રાખી.

વિશ્વવિદ્યાલય છોડયા બાદ તેમણે સ્થાપેલ ગુપ્ત સંસ્થા જારી રાખવામાં આવી અને શહેરના એક એકાંત ભાગમાં એક ઓરડી ભાડે રાખી સંસ્થાનું કાર્ય તેમાં ચલાવવામાં આવ્યું. તેઓ ગરીબ મદદ કરવા યોગ્ય લોકોને મદદ આપતા. એક દીવસે એક વૃદ્ધ લશ્કરી માણસ ખોરાક અને સુવાની જગ્યા માટે ભીખ માગતો તેમને મળ્યો. તેઓએ તેને ભાડે રાખેલી ઓરડીમાં આશ્રય આપ્યો. બે દિવસ પછી સંસ્થાના તમામ સભાસદોને પકડવામાં આવ્યા અને

કેદ કરવામાં આવ્યા. મુસ્તફા કેમાલ પાશાને પણ કેદમાં રહેવું પડયું. કહેવાની જરૂર નથી કે જે માણસને તેમણે આશ્રય આપ્યો હતો તે રાજમહેલનો છૂપો બાતમીદાર હતો. ચાર માસ પછી મુસ્તફા-કેમાલ અને તેમના સર્વ-સોબતીઓને કેદમાંથી મુકત કરવામાં આવ્યા.

## દૂર સીરીઆમાં.

પરન્તુ સ્વાધિનતા લાંબો વખત ચાલી નહિં. બે અઠવાડીઆ પછી મુસ્તફાકેમાલને લશ્કરી કપ્તાન (સુબેદાર) તરિકે દૂર સીરીઆમાં મોકલી આપવામાં આવ્યા. ત્યાં પણ 'એસેકુ તેસે મીલ ગયે.' ત્યાં તેઓ એક વેપારી ગૃહસ્થની સાથે સમાગમમાં આવ્યા. તે ગૃહસ્થની સ્થિતિ પણ તેમના જેવીજ થઇ હતી. કોન્સ્ટન્ટીનોપલની વૈદક-શાળામાં અભ્યાસ કરતી વખતે સરકારની વિરૂદ્ધ વિદ્યાર્થી તરિકે રાજકીય ચળવળ કરવા માટે તેમને પણ દેશપાર કરી સીરીઆમાં મોકલી આપવામાં આવ્યા હતા. મુસ્તફાકેમાલ અને તે ગૃહસ્થ વચ્ચે ગાઢ મૈત્રિ થઇ અને સીરીઆની અંદર પણ તેમણે સ્વતન્ત્રતાની એક ગુપ્ત સંસ્થા સ્થાપી જેનો ઉદ્દેશ પ્રજાકીય રાજતન્ત્રની જરૂ-રીઆત લોકોને સમજાવવા માટે જબરજસ્ત ચળવળ ચલાવ-વાનો હતો.

ટુંક સમયમાં તે સંસ્થાનો પ્રચાર આખા સીરીઆમાં થયો. બૈરત, જાફા અને જેરૂસલેમ વગેરે અન્ય અગત્યના શહેરોમાં તેવી સંસ્થાઓ સ્થપાઇ.

## સેલોનિકામાં પુનરાગમન.

મુસ્તફા કેમાલ પાશાને ખાત્રી હતી કે યૂરોપીય તુર્કસ્થાનના લોકોને પ્રજાશાહી રાજતન્ત્રનો વિચાર સીરીઆના લોકો કરતાં વધારે

હિતાવહ અને ફ્યીકર થઇ પડશે. તેથી તેમણે સેલોનિકા જવાનો વિચાર કર્યો. પરન્તુ સીરીઆ છોડીને જવાની તેમને મનાઇ કરવામાં આવી. તે વખતે સેલોનિકાના સુબા શુક્રીપાશા * હતા. શુક્રીપાશા એક ઉદારચિત્ત અને પ્રામાણિક માણસ હતા. તેથી મુસ્તફા કેમાલ પાશાએ તેમને એક પત્ર લખ્યો અને તેમાં પોતાના વિચાર અને હેતુઓ સ્પષ્ટ રીતે રજુ કર્યા અને તેમની મદદ માગી. આનો સિદ્ધો જવાબ તો શુક્રીપાશા આપી ન શકયા કારણ કે તેમ કરવું તેમને માટે જોખમભરેલું હતું પણ આડકતરી રીતે તેમણે મુસ્તફાકેમાલના વિચારો પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવી અને બનતી મદદ આપવાનું જણાવ્યું. તેથી મુસ્તફાકેમાલપાશા તરતજ સેલોનિકા જવા માટે રવાના થયા.

પોતાની મુસાફરી છૂપાવવા માટે તેઓ ઇજીપ્ત અને ગ્રીસમાં થઇને ગયા. તેઓ છૂપા વેશે સેલોનિકા પહોંચ્યા. શુક્રીપાંશા તેમને મળવાથી અલગ રહ્યા. તેમણે તેમના કાર્યમાં કાંઇ ઉત્તેજનતો ન આપ્યું પરન્તુ તેમના કાર્યમાં કાંઇ હરકત તો નજ કરી. આથી મુસ્તફા કેમાલને કાંઇક નિરાશા થઇ. કાંઇ પણ કાર્ય કર્યા વગર ચાર માસતો ચાલ્યા ગયા. છેવટે તેઓ પોતાના કેટલાક જૂના મિત્રોને મળ્યા અને તેમને પોતાની યોજના સમજાવી અને ચાલુ રાજતન્ત્ર સામે ચળવળ ચલાવવા એક નવી સંસ્થા સ્થાપવાની ઇચ્છા દર્શાવી. તે બધા મિત્રો ઉત્સાહી, સાહસિક યુવાનો હતા અને તેઓએ મુસ્તફાની દરખાસ્ત ઘણીજ હોંશથી વધાવી લીધી.

દરમ્યાન મુસ્તફા કેમાલ પાશાને ખબર મળ્યા કે કોન્સ્ટેન્ટીનોપલની સરકાર તેમની શોધખોળમાં છે. તેથી તેમણે જેમ બને

---

* બાલ્કન લડાઇ વખતે બલ્ગેરીઆના લશ્કર સામે એડ્રીઆનોપલના બચાવનાર તરીકે શુક્રીપાશા મશહૂર થએલ છે તેમનુ અવસાન ૧૯૧૪ માં થયું હતું.

તેમ પાછા જવાનું યોગ્ય ધાર્યું. સંસ્થા સ્થાપવાનું કામ પોતાના મિ
સોંપી તેઓ સીરીઆમાં અકાબા પાછા પહોંચી ગયા. સીરીઅ
તેઓ લગભગ ત્રણ વર્ષ રહ્યા. આ મુદત દરમ્યાન સર્વ વાત વિ
પડી ગઇ હતી અને તેથી તેમણે અધિકારીઓ પાસેથી પાછા ફરવ
પરવાનગી માગી અને તે તેમને ઘણીજ સ્હેલાઇથી મળી ગ

## ઐકય અને પ્રગતિ સાધક સમાજ.

જ્યારે તેઓ સેલોનિકા પાછા આવ્યા ત્યારે તેમણે સ્થપા
સ્વાતન્ત્ર્ય સમાજ (Society of Liberty) નું નામ બદલા
ઐકય અને પ્રગતિસાધક સમાજ (Society of Union a
Progress) ના નામે ચાલતું જોયું. ડૉ. નાઝીમ બેએ તે નામ
સંસ્થા પેરીસમાં સ્થાપી હતી અને જ્યારે તેઓ સેલોનિકા આ
ત્યારે તેમણે મુસ્તફાના મિત્રોને તે સંસ્થાનું નામ બદલાવી પોતા
સંસ્થાના નામ પ્રમાણે તે સંસ્થાનું નામ રાખવાને સૂચવ્યું હ
આ નુતન નામની સંસ્થાદ્વારા મુસ્તફા અને તેમના મિત્રોએ પોત
ચળવળ ચલાવી.

## ૧૯૦૮ ની રાજ્યક્રાન્તિ.

ઇંગલેન્ડ આજ સુધી રૂશીઆ સામે સુલ્તાન અબ્દુલહ
બીજાને ટકી રહેવામાં મદદ કરતું હતું. હવે એકાએક ૧૯૦૫
ઇંગલેન્ડે સુલ્તાનને પડતો મૂકયો અને ઝારની સાથે આંગ્લ-રૂસ સંયુક્ત
(Anglo-Russian Alliance) કરી. પરિણામ એ આવ્યું
તુર્કીનો યુવાન વર્ગ ફાટ્યો અને ઇ. સ ૧૯૦૮ ની રાજક્રાન્તિ
તેઓ અબ્દુલહમિદની સત્તા તોડવામાં અને બંધારણયુક્ત શા
સ્થાપવામાં ફતેહમંદ નીવડયા. ૧૯૦૯ માં અબ્દુલહમિદને પદ
કરવામાં આવ્યો. ત્યારબાદ અન્વર પાશાની સત્તા જામી ત્યારે મુસ્

૧૦૦૮૦



કેમાલને તેની સાથે કાંઇક અંગત કારણોને લીધે ઝગડો થયો તે છેક લગી રહ્યો.

તુર્કીની રાજ્યક્રાન્તિમાં લશ્કર ખાસ કરીને સાધનભૂત હતું. લશ્કરના અમલદારો રાજ્યક્રાન્તિના આગેવાનો હતા. આનું પરિણામ એ આવ્યું કે લશ્કરની વ્યવસ્થા અને શાસન બગડવા લાગ્યાં. મુસ્તફા કેમાલપાશાનો મત એવો હતો કે લશ્કરે રાજકીય વિષયોમાં પડવું જોઇએ નહિં. લશ્કરને તેવી રીતે ભાગ લેતું અટકાવવા તેને પોતાથી બનતો પ્રયત્ન કર્યો. પણ તેમની સૂચનાઓ તે વખતના જુસ્સામાં આવકારદાયક નીવડી નહિં.

રાજ્યક્રાન્તિ વીત્યાબાદ લશ્કરને પુનઃ વ્યવસ્થિત કરવામાં આવ્યું. આ લશ્કરી વ્યવસ્થાના કામમાં મુસ્તફાએ પહેલાં ઇઝ્ઝતપાશાની સાથે સેલોનિકામાં અને શૌકતપાશા*ની સાથે આલ્બેનીઆમાં અને છેવટે કોન્સ્ટેન્ટીનોપલમાં તેમણે કાર્ય કર્યું.

## તુર્કી અને ઇટલી વચ્ચે લડાઇ.

દરમ્યાન ઇટલીએ તુર્કી સામે લડાઈ જાહેર કરી. આ લડાઇમાં ભાગ લેવા માટે મુસ્તફાકેમાલપાશા ટ્રીપોલી ગયા અને ત્યાં આગળ બેન્ઝાગી આગળ લડતા બંડખોર સૈન્યની સરદારી તેમણે લીધી. જ્યારે તેઓ આ રીતે ઇટલીના હુમલાઓ પાછા હઠાવતા હતા તેવામાં બાલ્કન લડાઇ શરૂ થઇ.

## બાલ્કન લડાઇ.

ટ્રીપોલી કરતાં બાલ્કન સરહદ ઉપર તેમની જરૂર વધારે હતી.

* ત્રીજી લશ્કરી ટુકડીના નાયક જેમણે ૧૯૦૮ની રાજક્રાન્તિમાં ભાગ લીધો હતો અને જેમની સાથે મુસ્તફા કેમાલ પાશા કાર્યમાં જોડાએલા હતા.

જ્યારે પોતાના દેશ ઉપર આક્રમણ થયેલું હોય તે વખતે સામ્રાજ્યવાદી ટ્રીપોલીની લડાઈમાં પડવું એ તેમને હાસ્યાસ્પદ લાગ્યું. તેથી તેઓ ટ્રીપોલી છોડી કોન્સ્ટેન્ટીનોપલ ગયા. જ્યારે તેઓ કોન્સ્ટેન્ટીનોપલ પહોંચ્યા ત્યારે બલ્ગેરીઅન લશ્કર ગેલીપોલી ઘેરી પડયું હતું. તરતજ તે સ્થાનનો બચાવ કરતા લશ્કરની સરદારી તેમને આપવામાં આવી અને તેઓ પોતાની ફરજ બજાવવા ઉપડયા. મુસ્તફાના લશ્કરે હલ્લો કર્યો અને આગળ વધ્યું અને શત્રુને તેની યોગ્ય હદ સુધી પાછા હઠાવ્યા. દરમ્યાન તેમણે કેટલોક ભાગ ખાસ કરીને ડેમીટોકા પુનઃ હસ્તગત કર્યું.

## મહાન યૂરોપીય વિગ્રહ.

બાલ્કન લડાઇના અંતે મુસ્તફા કેમાલ પાશા કોન્સ્ટેન્ટીનોપલ પાછા આવ્યા. થોડા અઠવાડીઆ પછી તેમની નીમણુક સીરીઆની અંદર તુર્ક એલચીના લશ્કરી મદદનીશ (Military at achee.) તરિકે કરવામાં આવી. ત્યાં તેઓ બરાબર એક વર્ષ રહ્યા તેવામાં મહાન યૂરોપીય વિગ્રહની શરુઆત થઇ.

## એનેફાર્ટાની જીત.

જર્મનીના પક્ષકાર તરિકે તુર્કી લડાઇમાં ઉતરે નહિં તો સારૂં તેવો મુસ્તફા કેમાલ પાશાનો અંગત અભિપ્રાય હતો. શરુઆતમાં તેમને ચોક્કસ ખાત્રી હતી કે જર્મની અવશ્ય પરાજય પામશે. પણ લડાઇ શરૂ થઇ ગયા પછી તો લશ્કરમાં જોડાવાની તેમની સ્પષ્ટ ફરજ થઈ પડી. ડાર્ડેનલ્સના એક તુર્કી લશ્કરી વિભાગના સરદાર તરિકે પોતાને નીમવાની તેમણે માગણી કરી અને તેમની તે માગણી અન્વર પાશાએ તેમનો અંત આણવાની મલીન ઈચ્છાથી મંજુર કરી. પરંતુ તેમણે તો મિત્રરાજ્યના લશ્કરનો એનેફાર્ટા આગળ

૧૯૧૫ માં પરાજય કર્યો તેમજ તે દ્વીપકલ્પ ખાલી કરવાની તેમણે શત્રુને ફરજ પાડી. મુસ્તફા કેમાલ પાશાનું આ એક મ્હોટામાં મ્હોટું લડાયક પરાક્રમ છે. આ પરાક્રમને લીધે જર્મની સુદ્ધાંતમાં તેઓ એક મહાન લડવૈયા તરીકે ઓળખાવા લાગ્યા. પણ અન્વર-પાશાએ ઇર્ષ્યાથી તે પરાક્રમ કોન્સ્ટેન્ટીનોપલમાં પ્રસિદ્ધ થવા દીધું નહિં. અંતે તે પરાક્રમનો હેવાલ ઐક્ય અને પ્રગતિસાધક સમાજની ૧૯૧૭ ની વાર્ષિક નોંધમાં પ્રસિદ્ધ થયો મુસ્તફાની લોકપ્રીયતા પુષ્કળ વધી પડી, અને લોકો એનેફોર્ટાની વાતો લખવા લાગ્યા. સદરહુ વાર્ષિક નોંધની તમામ પ્રતો અન્વરપાશાએ જપ્ત કરાવી બાળી નખાવી.

## જર્મન સરદાર સાથે તકરાર.

મુસ્તફા કેમાલની લોકપ્રીયતાથી ભય પામી અન્વર પાશાએ તેમની રૂશીઅન રણક્ષેત્રમાં બદલી કરાવી. ત્યાં ફૉકનહેઇનની* સાથે બગદાદ હસ્તગત કરવા બાબતમાં તેમને તકરાર પડી. તેથી તેઓએ રાજીનામું આપી દીધું. તેમણે તા. ૩૦મી સપ્ટેમ્બર ૧૯૧૭ના રોજ અન્વરપાશાને એક લાંબુ લખાણ મોકલ્યું તેમાં કોન્સ્ટેન્ટીનોપલની સરકારની ગેરવ્યવસ્થા અને જર્મનીમાં ઘસડાઇ જતા તુર્કીના નાણુાંથી દેશમાં થતી આર્થિક અવનતીનું બ્યાન કરાવ્યું. તેમણે જણાવ્યું કે ગ્રેટબ્રીટન પેલેસ્ટાઇન જીતશે અને સુએઝ તથા ઇજીપ્તને હાથમાં રાખવા ત્યાં આગળ ખ્રીસ્તી રાજ્ય સ્થાપશે અને એ રીતે તુર્કીને બીજા ઇસ્લામી રાજ્યોથી નિરાળુ પાડી નાખશે. એ ઉપરાંત તેમણે જણાવ્યું કે ફોકનહેઇન જર્મન છે અને તેથી તુર્કી કરતાં જર્મન હિત તરફ તેનું વલણ વધારે હોય તે સ્વાભાવિક છે અને તે પોતે જર્મન પહેલો હોવાનું કબુલ પણ કરે છે.

* જર્મન સરદાર જેમને તુર્કીમાં લશ્કરી વ્યવસ્થા તેમજ હલ્લાઓની સૂચનાઓ વગેરે માટે રાખવામાં આવ્યા હતા.

## યુદ્ધવિરામ.

આ તકરારનું પરિણામ એ આવ્યું કે અન્વરપાશાએ ફૉકનહેઈનને પેલેસ્ટાઈનની સરદારી આપી અને કેમાલપાશાને જર્મનીમાં મોકલી આપ્યા. ત્યાં તેઓ એક વર્ષ રહ્યા અને ત્યાર પછી તેમણે આપેલી ચેતવણીની વાસ્તવિકતા અન્વરપાશાના સમજવામાં આવી ત્યારે તેને પાછા બોલાવવામાં આવ્યા અને પેલેસ્ટાઇનના સમરાંગણમાં તેમને સરદારી આપવામાં આવી. પણ હવે બધું નકામું હતું. જનરલ એલનબીની ફત્તેહથી તુર્કીનું સામ્રાજ્ય તૂટયું. કેમાલપાશા અડાના આગળ પાછા આવતાં અટકયા. ત્યાં તેમને તાર મળ્યો કે રાઉફએ મુદ્રોસ તરફ અંગ્રેજોની સાથે યુદ્ધવિરામની સંધી (armistice) માટે રવાના થએલ છે. તેથી તેઓ કૉન્સ્ટેન્ટીનોપલ પાછા આવ્યા.

## યુદ્ધવિરામ પછી તુર્કીની સ્થિતિ.

જ્યારે તેઓ કૉન્સ્ટેન્ટીનોપલ પાછા આવ્યા ત્યારે તેમણે દરેક જણને હતાશ અને ખિન્ન જોયા તુર્કી ઉપર આવી પડેલી અણચીંતવી આફતથી તમામ પ્રજા નિરાશ થઇ ગઇ હતી. આગેવાનો ભયભીત થઇ ગયા હતા. ઐકય અને પ્રગતિસાધક મંડળની જગ્યાએ જૂનો વિરોધી પક્ષ સત્તાવાન થયો હતો અને દમાદ ફરીદપાશાને અન્વરપાષાની જગ્યાએ મૂકવાની તૈયારી કરતો હતો. પાર્લામેન્ટ મુલતવી રાખવામાં આવી હતી. બ્રીટીશ, ફ્રેન્ચ અને ઇટેલીઅન લશ્કરોએ તુર્કીનો કબજો લીધો હતો અને મિત્રરાજ્યોના સૈનિક વ્હાણોએ તુર્કીને ઘેરો ઘાલ્યો હતો. મુદ્રોસની યુદ્ધવિરામની સંધીનાં કરાર મુજબ તુર્કી નૌકાસૈન્ય સોંપી દેવામાં આવ્યું હતું અને તુર્કી લશ્કરને વિખેરી નાખવામાં આવતું હતું. પ્રજા પણ ભયભીત અને અવ્યવસ્થિત સ્થિતિમાં હતી.

## એનેટોલીઆમાં વસવાટનો નિશ્ચય.

આવી સ્થિતિ ટાળી શકે તેવી સુવ્યવસ્થા કરવા માટે સમસ્ત પ્રજાની મદદ હોવી જોઇએ તે મુસ્તફા કેમાલપાશાના સમજવામાં આવ્યું. તુર્કીના ભાગલા પડી જવાનો ભય હતો તેથી તેમને લાગ્યું કે એનેટોલીઆના લોકોને ભાગલા પડવાના આ જોખમનો ખ્યાલ આપ્યા વગર અને તેમની મદદ મેળવ્યા વગર કાંઇ પણ કરવું શક્ય નથી. તેથી એનેટોલીઆના લોકો વચ્ચે જઈ વસવાની અને તેમની સાથે રહી કામ કરવાની જરૂર તેમને સ્પષ્ટ જણાઈ. આ કાર્ય માટે અનુકુળ સ્થળ કોન્સ્ટેન્ટીનોપલ નહિં પરંતુ એનેટોલીઆ હતું. આ વખતે એક સુંદર સુયોગ પ્રાપ્ત થયો. મુસ્તફા કેમાલ પાશાને લશ્કરના નિરિક્ષક (ઇન્સ્પેકટર) નીમવામાં આવ્યા અને તેમને સમસુન મોકલવામાં આવ્યા.

## અર્ઝેરમમાં પ્રતિનિધિ મંડળ.

યુદ્ધવિરામ પછી તુર્કીમાં દેશના બચાવ માટે ઘણી છૂટીછવાઇ સંસ્થાઓ સ્થપાઇ હતી. તેથી પહેલ વહેલું જે કાર્ય કરવાની આવશ્યકતા મુસ્તફા કેમાલપાશાને જણાઇ તે એ હતી કે મુદ્રોસમાં સહી કરેલ યુદ્ધવિરામના કરાર મુજબ વર્તતાં વર્તતાં એ તમામ છૂટીછવાઇ સંસ્થાઓને એકત્ર કરી એક મોટી સંસ્થા બનાવવી અને ત્યારબાદ રાષ્ટ્રીય સ્વાધીનતાના રક્ષણ અને મદદ માટે લશ્કરનો આ સંસ્થાના સાધન તરિકે ઉપયોગ કરવો, અને ભવિષ્યનો વિચાર કરવા માટે દેશને શક્તિમાન બનાવવા માટે દમાદ ફરીદ પાશાને પાર્લામેન્ટ ફરીને બોલાવવાની ફરજ પાડવી. સૈન્યના નિરિક્ષક તરિકેની પોતાની નીમણુક મુસ્તફાકેમાલપાશાને આ કાર્ય માટે ઘણીજ લાભદાયક નીવડી. તેથી તે નીમણુક સ્વીકાર્યા પછી તુરતજ તેમણે પ્રજાનું લક્ષ તેમના સન્મુખ જે મહાન ભય યાને જોખમ ઉપસ્થિત થયું હતું તે પ્રત્યે

દોરવાનો પ્રયત્ન આદર્યો. દમાદ ફરીદને ટુંક વખતમાં જણાયુ કે કેમાલને એશીઆ માઇનોરમાં છૂટ આપવામાં તેના યુદ્ધ મન્ત્રીએ ઘણીજ ભૂલ કરી છે. તેથી તેમને પાછા બોલાવવાનો હુકમ નીકળ્યો. આ હુકમ મુસ્તફા કેમાલે માન્ય નહી કર્યો અને પોતાની જગ્યાનું રાજીનામું આપી દીધું. પછી એક સામાન્ય નાગરિક તરિકે તેમણે માતૃભૂમિના ભાગલા પડતાં અટકાવવા માટે શી યોજના કરવી તેનો વિચાર ચલાવવા માટે સમસ્ત દેશમાંથી પ્રતિનધિઓ ચૂંટી મોકલવા માટે જાહેર આમન્ત્રણ મોકલ્યાં. ઈ. સ. ૧૭૭૬ માં જે રીતે અમેરીકાની સ્વાતન્ત્ર્યની લડત વખતે અમેરીકાના લોકો ફીલાડેલ્ફીઆનાં કોંગ્રેસમાં ગયા તેવી રીતે તુર્કીના જુદા જુદા ભાગમાંથી પ્રતિનિધિઓ ૧૯૧૯ ની પાનખર રૂતુમાં અર્ઝેરમમાં એકત્ર થયા. બે વર્ષ પછી સિવાસમાં બીજી કોંગ્રેસ બોલાવવામાં આવી. આ બે અગત્યની સભાઓમાં સ્વદેશના રક્ષણ અર્થે ભવિષ્યમાં લેવાનાં પગલાંઓનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો.

હવે ફરીદ અને કેમાલ પાશાના પક્ષ વચ્ચે સખ્ત ઝગડો ચાલ્યો. ફરીદના પ્રાંતિક અમલદારો કેમાલના માણસોને પકડવા લાગ્યા અને કેમાલના માણસો ફરીદ પાશાના માણસોને પકડવા લાગ્યા અને તેમની જગ્યાએ પ્રાંતિક વ્યવસ્થા માટે પોતાના પક્ષના માણસો ગોઠવવા મંડ્યા.

ગ્રીકલોકોએ સ્મર્નાનો કબજો લીધો ત્યારે કોન્સ્ટેન્ટીનોપલની પાર્લામેન્ટમાં પણ રાષ્ટ્રીય પક્ષનું બળ વધારવા માટે કેમાલ પાશાએ પ્રયત્ન કર્યો. હવે કેમાલ પાશાએ પોતાનું મથક એંગોરામાં કર્યું, અહીં દસ રાષ્ટ્રીય પક્ષના નેતાઓએ રાષ્ટ્રીય કરારનામું (National pact) તૈયાર કર્યું, અને ફરીદની પાર્લામેન્ટને તે મોકલ્યું. ૨૯ મી જાન્યુઆરી ૧૯૨૦ ના રોજ તે કરારનામું કોન્સ્ટેન્ટીનોપલની પાર્લામેન્ટમાં સ્વીકારવામાં આવ્યું અને તેમાં જણાવેલા સિદ્ધાંત

પ્રમાણે યોગ્ય અને સ્થાઇ શાંતિ માટે ભોગ આપવામાં જેટલી હદ સૂધી ઓટોમન પાર્લામેન્ટ જઇ શકે તેટલી હદ તેમાં બતાવ-વામાં આવી.

## રાષ્ટ્રીય પક્ષ બળવત્તર.

દરમ્યાન મિત્રરાજ્યોનું તુર્કી પ્રત્યેનું વલણ વધારે અને વધારે સ્પષ્ટ થવા લાગ્યું. તેમણે કોન્સેન્ટીનોપલનો કબજો લીધો હતો, પ્રતિનિધિ મંડળ (Chamber of Deputies) બંધ કર્યું હતું. હવે ઘણાખરા આગેવાનોને પકડી દેશપાર કરી માલ્ટા મોકલી આપવા માંડ્યા. આ દીલગીરી ભરેલા બનાવથી કેમાલે ઉપાડેલા કાર્યને વધારે ઉત્તેજન મળ્યું. બ્રીટીશ ત્રાસથી નાસી છૂટેલો તમામ બુદ્ધિશાળી વર્ગ મુસ્તફાના પક્ષમાં ભળી ગયા અને તે પક્ષ વધારે મજબૂત થયો.

## રાષ્ટ્રીય મહામંડળની સ્થાપના.

અર્ઝેરમમાં પ્રતિનિધિઓએ નિયત કરેલી યોજના જોસભેર પ્રસરી અને ખેડુતો સુદ્ધાં બધી પ્રજા તેમજ રાષ્ટ્રીય પક્ષના નેતાઓ તેમાં ભળ્યા. પરિણામે ૧૬ મી માર્ચ ૧૯૨૦ ના રોજ રાષ્ટ્રીય મહામંડળ (National Assembly) ની સ્થાપના કરવામાં આવી અને તુર્કીના તમામ ભાગમાંથી તેમાં પ્રતિનિધિઓ ચૂંટી મોકલ-વામાં આવ્યા.

રાષ્ટ્રીય મહામંડળની એક સભા એંગોરામાં ૨૩મી એપ્રીલ ૧૯૨૦ ના રોજ રાષ્ટ્રીય કરારનામામાં જણાવેલું કાર્ય પાર પાડવાની યોજના માટે બોલાવવામાં આવી. હવે કેમાલપાશાની સત્તા સર્વમાન્ય બની.

સેવ્રની સંધી ૧૧ મી ઓગસ્ટ ૧૯૨૦ ના રોજ પેરીસમાં થઇ. સેવ્રની સંધીમાં કોન્સ્ટેન્ટીનોપલ ઉપર ગ્રીસનો કાબુ વધારે મૂકવાનો

પ્રયત્ન થયો. એશીયામાઇનોરનો બાકીનો ભાગ બ્રીટન, ફ્રાંસ અને ઇટલીના લશ્કરી અને આર્થિક કાબુ નીચે મૂકવાનું ઠરાવવામાં આવ્યું. જો આ સંધી ઉપર તુર્કોએ સહી કરી હોતતો તુર્કોનો અંત આવ્યો હોત. તુર્કો એ મંજુર કરી શક્યું નહિ તેથી ફરીદ પાશાની સત્તા તૂટી અને અલીરીઝાને ગ્રાન્ડવઝીર બનાવવામાં આવ્યા.

## સકારીઆની જીત.

ગ્રીસ સામે ઝઝુમવા જેટલું સૈન્ય રાષ્ટ્રીયમહામંડળ એકત્ર કરી શક્યું. સકારીઆ નદી પાસે મુસ્તફાકેમાલ પાશાની સરદારી નીચેની લડાઇ તેણે ૧૯૧૫ માં એનાફોર્ટાની જીત મેળવી હતી તેટલીજ તાજુબી ભરેલી અને કીર્તિ ભરેલી હતી. આ લડાઇના પરિણામે સેવ્રની સંધીનો અંત આવ્યો અને પેરીસ તથા જીનોઆમાં નજીકના પૂર્વની (તુર્કોનો) વિચાર ચલાવનારી સમિતિ Near East Conference બોલાવવાની જરૂર પડી અને એંગોરાની સરકાર માન્ય કરવાની મિત્રરાજ્યોને ફરજ પડી.

## પ્રજાશાહી રાજતન્ત્ર.

અત્યારે એનેટોલીઆમાં આ રાષ્ટ્રીય મહામંડળના હાથમાં મુખ્ય રાજસત્તા છે. તેને તેનું પોતાનું બંધારણ છે, તેની પોતાની યોજના ઘડી કાઢવામાં આવેલી છે, તેનું પોતાનું તેને લશ્કર છે અને તેના પોતાના તરફથી ફ્રાન્સ ઇટલી વગેરે જુદા જુદા દેશોમાં રાજકીય પ્રતિનિધિઓ અને એલચીઓ નીમવામાં આવેલા છે.

જેજે પરદેશી ગૃહસ્થોએ એંગોરાની મુલાકાત લીધી છે તેમણે દર્શાવેલા મત ઉપરથી આપણા જાણવામાં આવી શકેછે કે હાલ એનેટોલીઆમાં એક ઉત્તમ પ્રજાસત્તાક રાજ્યશાસન પ્રવર્તે છે. ત્યાં આગળ પ્રેસીડેન્ટ (પ્રમુખ) અથવા રાજા અથવા સર્વાધિકારી

(Dictator) કે એવું કાંઇ નથી. તમામ સત્તા રાષ્ટ્રીય મહામંડળના હાથમાં છે અને તે મંડળ પ્રજાએ ચૂંટેલા પ્રતિનિધિઓનું બનેલું છે. પ્રાંતોની વ્યવસ્થા ત્યાંના સ્થાનિક મંડળો અને તેમના પ્રતિનિધિઓ દ્વારા ચલાવવામાં આવે છે. જુના રાજ્ય શાસનની મધ્યવર્તી–કેન્દ્રસ્થ સત્તા નાબુદ કરવામાં આવી છે. સ્થાનિક વ્યવસ્થા લોકોના હાથમાં છે અને તેઓજ ખરા રાજ્યકર્તા છે. હાલમાં ગ્રીસની સાથે લડાઇમાં તે રોકાએલ છે અને આ રાજ્યતન્ત્ર ટુંક સમયથીજ સ્થપાએલું છે તેમ છતાં રાષ્ટ્રીય મહામંડળ જે પ્રવૃત્તિઓ ચલાવી રહેલું છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે ત્યાં આગળ ખરેખરૂં પ્રજાશાહી તન્ત્ર ચાલી રહેલું છે.

દેશની વ્યવસ્થાને માટે હજુ ઘણું કાર્ય બાકી છે. તુર્કીના દૂરના દૂર ભાગમાં પણ ખરી પ્રજાસત્તાક વ્યવસ્થાનો પ્રચાર કરવાની તેમની ઇચ્છા છે. કેળવણીપદ્ધત્તિ તેઓ પુનઃ રચવા માગે છે અને દેશની આર્થિક સુવ્યવસ્થા માટે તેઓએ યોજનાઓ તૈયાર કરેલી છે. ટુંકામાં એક નવુંજ અને સાંપ્રત સમયને અનુસરતું તુર્કી તૈયાર કરવાનો પ્રયત્ન ત્યાં આગળ ચાલી રહેલો છે.

પણ એ બધા સુધારા કરી શકવાને માટે શાન્તિની ખાસ જરૂર છે. હજુ મિત્રરાજ્યોની અને ખાસ કરીને બ્રીટીશ સત્તાની સામ્રાજ્ય માટેની અભિલાષાઓનું તે ભોગ થઇ પડેલું છે. તુર્કીની રાષ્ટ્રીય ભાવના દબાવી દેવાને માટે અને એંગોરા સરકાર સાથેનું યુદ્ધ ચલાવ્યે જવા માટે ઇંગ્લેન્ડ તરફથી ગ્રીસને અનેક પ્રકારની આડકતરી મદદ અને ઉત્સાહ અપાયે જાય છે. મુસ્તફાકેમાલ પાશાનું ખુન કરવા માટે પ્રયત્ન થએલો અને તે દુષ્ટ કાર્યમાં બ્રીટનનો પણ ભાગ છે.*

---

* મુસ્તફા સાગીર નામે એક હીંદી સનંદી અમલદાર જાસુસને મુસ્તફા કેમાલને ઝેર આપી મારી નાંખવાનું કાવત્રુ કરવા માટે ફાંસી દેવામાં

ઉપર જણાવેલી રાષ્ટ્રીય મહામંડળની પ્રવૃત્તિઓ અને એંગોરાની રાજસત્તા તુર્કીને એક ઉત્તમ પ્રજાસત્તાક રાજસત્તા બનાવવા માટે જે પ્રયત્નો કરી રહેલ છે તે તથા તુર્કીનું અસ્તીત્વ ટકાવી રાખવા માટે ગ્રીસ સામે અને મિત્રરાજ્યોના પ્રપંચો સામે જે જીવજાન પ્રયત્ન તે કરી રહેલ છે તે બધી સ્થિતિ મુસ્તફાકેમાલ પાશાના અથાગ શ્રમ. કાર્યદક્ષતા અને હિમ્મતનેજ આભારી છે. તુર્કીની સ્વાધીનતાની લડાઇનો મુસ્તફાકેમાલ પાશા આત્મા છે.

## મુસ્તફાકેમાલનો શારીરિક દેખાવ અને રીતભાત.

તુર્કી લોકો બળ માટે પ્રખ્યાત ગણાય છે. કોઇ માણસ બળવાન હોયતો તેને તુર્કની ઉપમા આપવામાં આવે છે. મુસ્તફાકેમાલની ઉંચાઇ સામાન્ય ઉંચાઇ કરતાં વધારે છે પરંન્તુ પાતળા બાંધાને લીધે તેનો દેખાવ બહુ શારિરીક બળવાળો લાગતો નથી. તેમની તબીયત સામાન્ય રીતે ખરાબ રહે છે પરન્તુ તેમની હીલચાલ ઘણીજ ચપળ છે. તેમના ચ્હેરા ઉપર ભવ્યતા છે. અડગ નિશ્ચય અને જુસ્સાથી તે અંકિત છે. તેમનું વિશાળ કપાળ બુદ્ધિયુક્તતા સૂચવે છે. તેમનું નાક જાડું અને બ્હારપડતું છે. તેમનાં ચક્ષુ વિશાળ છે અને દૃષ્ટિ ભેદક છે. મુસ્તફાકેમાલ પાશાનો ચ્હેરો શિકારની રાહ જોતા ચિત્તાના જેવો છે એમ કેટલીકવાર રહેવામાં આવે છે. જ્યારે તેઓ કોઇ લશ્કરી હીલચાલ ગોઠવતા હોય અગરતો રાજકીય યુક્તિ રચતા હોય ત્યારે કદાચ તેમનો ચ્હેરો વિક્રાળતા ધારણ કરતો હશે પરન્તુ કેટલીકવાર તે બાળકના જેવા મધુર હાસ્યથી પ્રફુલ્લીત થાય છે. માનસિક સ્થિતિના પ્રમાણમાં તેમની રીતભાતમાં ફેર પડે છે, પરંતુ

---

આવી છે. સાગીરના લખાણ અને કબુલાત બતાવે છે કે તેને આ કામ માટે એંગોરા મોકલવામાં આવ્યો હતો.

રોબર્ટ ડન.

પાશ્ચાત્ય લોકોની સાથેની તેમની રીતભાત સામાન્ય રીતે અતડી હોય છે. પૌર્વાત્ય લોકો જે નમ્ર માધુર્યથી પરદેશીઓ સાથે વાતચીત કરેછે તે તેમનામાં નથી. પાશ્ચાત્ય લોકો પૌર્વાત્ય લોકો માટે જે તિરસ્કાર ધરાવે છે તે મુસ્તફાથી કદી ભૂલાતો નથી. તેમનું રાષ્ટ્રાભિમાન, તેમનું સ્વદેશાભિમાન, પાશ્ચાત્ય લોકોના સર્વોપરીપણાના દાવામાં રહેલી અસ્વાભાવિકતાનું તેમનું ભાન, યુરોપીય ધુંસરી તળેથી પૂર્વના છૂટકારાની તેમની અભિલાષા વગેરે અનેક બાબતો જ્યારે તેઓ કોઇ પાશ્ચાત્ય સાથે વાતચીત કરતા હોય છે ત્યારે તેમના પ્રત્યે સૌજન્ય (મળતાવડાપણું) બતાવવામાં અંતરાયરૂપ નીવડે છે અને તેઓ બહુજ ગંભીર અને સંકુચીત સભ્યતા દર્શાવી શકે છે.

## લડાયક ગુણો.

મુસ્તફા કેમાલ પાશા સ્વાભાવિક રીતે એક મહાન લડવૈયા છે. મહાન યુરોપીય વિગ્રહ વખતે તેમણે એનાફોર્ટાની મહાન જીત મેળવી હતી અને મિત્રરાજ્યોને કોન્સ્ટેન્ટીનોપલ સર કરવાની યોજના પડતી મૂકવાની ફરજ પાડી હતી. તે પ્રસંગ એવો હતો કે તુર્કીની સખત હાર થવાની તૈયારી હતી. મુસ્તફા કેમાલ પાશા તે વખતે માત્ર એક કર્નલ હતા, તેમ છતાં માર્શલ લીમેન વૉન સેન્ડર્સની બુદ્ધિ પહોંચી શકી નહિં ત્યારે તેણે મુસ્તફાને રસ્તો બતાવવાને પૂછ્યું. તેમની વચ્ચે ટેલીફોનથી જે વાતચીત થઇ તે બહુ રમુજી છે તેથી અત્રે આપવામાં આવે છે. વૉન સેન્ડર્સે પૂછ્યું; "તમે ધારોછો કે સ્થિતિ સુધારી શકાય તેમ છે?" મુસ્તફાએ જવાબ આપ્યોઃ— "અલબત શા માટે નહિં !" સેન્ડર્સ— "અલબત્ત ! કેવી રીતે ?" મુસ્તફા— "મને બ્રીગેડીઅર નીમવાથી અને લડાઇની વ્યવસ્થા મને સોંપવાથી." સેન્ડર્સ— "તે વધુ પડતું ગણાશે નહિં !" મુસ્તફા— "તેતો કદરનો સવાલ છે. મ્હારી નમ્ર અંગત માન્યતા છે કે હું

મુખ્ય સરદારની ફરજો મ્હારે માથે લઇ લાભદાયક પરિણામ મેળવી શકું છું." ટેલીફોન એકાએક અટક્યો. રાત્રે સ્થિતિ ગંભીર બની ફરીથી ટેલીફોન આવ્યો-"તમને સરદાર નીમવામાં આવે છે. તુરતમાંજ તમે કાર્ય શરૂ કરી શકોછો." બીજેજ દીવસે મુસ્તફા કેમાલ પાશાએ ઘણાજ ઓછા સૈન્ય વડે અંગ્રેજોને એનેફોર્ટા આગળ સખ્ત હાર ખવરાવી. મુસ્તફાએ પોતાનું વચન પાળ્યું એટલુંજ નહિં પરંતુ ડોર્ડેનલ્સના બચાવ માટે તુર્કીને જે સખ્ત પરિશ્રમ ઉઠાવવો પડયો હતો તેમાંથી તેને મુક્ત કર્યું. તુર્કીના બદલે દુનિયાના ઇતિહાસમાં ખરેખર આ એક મહાન પરાક્રમ ગણાવું ઘટે છે.

## નેતા.

લડાયક ગુણો ઉપરાંત તેમનામાં બીજા ઘણા ગુણો છે તેમાંનો મુખ્ય ગુણ એછે કે લોકોને દોરવાની તેઓ કુદરતી શક્તિ ધરાવે છે. દુનિયામાં કુદરતી નેતાશક્તિ બહુજ વિરલ પુરૂષોમાં હોય છે. મુસ્તફા કેમાલ તેમાંના એક છે.' આ શક્તિ તેમની અગાધ આત્મશ્રદ્ધામાંથી ઉદ્ભવે છે. તેમનામાં ઉદ્દેશની સરળતા, દ્રઢતા અને નિશ્ચિતતા છે. તેમની બુદ્ધિ પ્રતાપી છે. તેઓમાં વસ્તુસ્થિતિની અચૂક ગ્રાહ્યતાની શક્તિ છે. તેમનામાં તક સાધવાની શકિત, સમયસૂચકતા, હિંમત અને કાપટયયુક્ત ચાતુર્ય છે. તુર્કી લોકો સામાન્ય રીતે સંકટના વખતે ખીલી નીકળે છે. મુસ્તફાકેમાલ પોતાની જાતિના પ્રબળ સૂચક છે. તેમનામાં પણ સંકટ અને ભયના વખતે તેમના સ્વાભાવિક ગુણો ખીલી નીકળે છે. તેમનામાં કીર્તી માટે અત્યંત તૃષ્ણા અને અભિલાષા હશે પરન્તુ તેવી તૃષ્ણા સ્વદેશાભિમાનથી લીધે હોઇ ઉચ્ચ બને છે. તે તૃષ્ણાને લીધે તેઓ નિરાશ થઇ કાર્યથી કંટાળતા નથી, તેઓ બાજી હાર્યાછે તેવું કદી માનતા નથી. જરૂરીઆતના પ્રસંગે તેમની શક્તિઓ વિકાસ પામે છે. ગ્રીક લોકોએ હલ્લો કર્યો ત્યારે લશ્કરી સ્થિતિ સારી ન હતી તેમ છતાં મુસ્તફાકેમાલ પાશાએ

એકદમ લશ્કરની સરદારી લઇ સખારીઆ નદીના ઉચ્ચ પ્રદેશમાં વ્યુહ રચના ગોઠવી, પોતાના સીપાઇઓમાં પોતાના જેટલોજ ઉત્સાહ રેડી. વીસ દીવસની સખ્ત લડાઇઓ પછી ગ્રીક લોકોને પાછા હઠાવ્યા. અલબત્ત મુસ્તફાકેમાલ કાંઇ સર્વ વાતે પૂર્ણ નથીજ. તેમનામાં કેટલાક દોષ પણ છે. તેઓ બીજાની સલાહ કે ડહાપણ સહન કરી શકતા નથી તેમજ તેમના કેટલાક ખાસ લશ્કરી મિત્રો સિવાય બીજા પ્રત્યેનું તેમનું વર્તન ઘણીવાર ગેરવ્યાજબી હોય છે અને તેથી તેઓ કાર્યમાં વિઘ્નરૂપ કેટલાક શત્રુઓ પેદા કરે છે. તેમણે ઉપાડેલા કાર્યમાં આ વાત ઘણી શોચનીય છે.

## એકાંતિકજીવન.

તેમના એકાંતિક જીવનમાં કેટલાક ઘણા સારા ગુણો નજરે પડે છે. તેમના નજીકના તાબેદારો અને નોકરો પ્રત્યેનું તેમનું વર્તન ઘણું નમ્ર અને માયાળુ હોય છે. તેમનાં દુઃખો ઓછાં કરવાને પોતે કેટલાક અંગત ભોગ પણ આપે છે. વાતચીતની શરૂઆત તેઓ પોતેજ કરે છે અને સાંભળનારને ઘણોજ આનંદ આપેછે. તેઓ રમુજી વાતો કહેવામાં એક્કા છે. ગમે તેવી રસવિહિન બાબતને પણ તેઓ રસયુક્ત બનાવી શકે છે. તેમનું અધિકારી તરિકેનું વર્તન જોનારને આ વાત નવાઇ પમાડે તેવી છે. તેમનો મૂળ સ્વભાવ વાસ્તવિક રીતે સરળ અને રમુજી છે. ટુંકામાં જાહેરજીવનમાં તેઓ એક ભવ્ય પ્રતિના સ્વદેશાભિમાની રાજનીતિજ્ઞ છે, એકાંતિક જીવનમાં તેઓ એક ચ્હાવા લાયક સોબતી છે.

## તેમની વિરકતતા.

મુસ્તફા કેમાલ પાશામાં કીર્તિલોભ પુષ્કળ હોવાનું અગાઉ જણાવેલું છે. તે કીર્તિલોભની સાથે સ્વદેશાભિમાનનું સંમિ-

અણુ થએલું છે તેથી તે લોભદુર્ગુણ મટી સદ્દગુણ બને છે તે પણ અગાઉ જણાવાઇ ગયું છે. પરંતુ કીર્તિલોભની સાથે તેમનામાં વિરક્તતા પણ રહેલી છે, જો તેઓ ધારતા હોયતો સર્વાધિકારી (Dictator) નું પદ તેઓ મેળવીશકે યાતો ધારણ કરી શકે તેમ છે. તેઓ માત્ર રાષ્ટ્રીય મહામંડળના પ્રમુખજ બન્યા હતા, અને જ્યારે સપ્ટેમ્બર ૧૯૨૦ની ગંભીર સ્થિતિ ઉપસ્થિત થઇ હતી અને એંગોરા જોખમમાં આવી પડ્યું હતું તે વખતે તેમણે પ્રમુખ તરિકેની પોતાની પદ્દીનું રાજીનામું આપી લશ્કરની સરદારી, પરિણામની કાંઇ પણ દરકાર રાખ્યા વિના લીધી હતી. જો તેઓ કદાચ નિષ્ફળ ગયા હોતતો તેમની જગ્યાએ બીજા કોઈને સરદાર તરીકે નીમવામાં આવ્યા હોત અને તેમને માથે કલંક આવત. પરન્તુ સ્વદેશાભિમાન અને દેશહિત માટેની લાગણી તેમના કીર્તિલોભથી સર્વોપરી હતી. તેમની આ હાર્દિક વિરક્તતાને લીધેજ (જોકે તેમાં પરરાજ્યોની સંમતિ અને સહાનુભૂતિ પ્રાપ્ત કરવાના રાજ્યચાતુર્યનો અંશ તો હશેજ) તેમણે પ્રજાશાહિ રાજતન્ત્ર ઉપર પુષ્કળ ભાર મૂકેલો છે.



# તુર્કીની રાષ્ટ્રીય સ્વાધિનતાની ચળવળની ઉપસ્થિતિ.

મુસ્તફાકેમાલ પાશાની સરદારી નીચે તુર્કી અત્યારે પોતાની રાષ્ટ્રીય સ્વાધિનતાને માટે પોતાનો પ્રાણ પાથરવાને તૈયાર છે, તેથી આવી ઉગ્ર ચળવળ ચલાવવાનાં કારણો શોધવાની અને સમજવાની ખાસ જરૂર છે.

આપણે આગળ જોઇ ગયા કે તુર્કીએ ૩૦ મી સપ્ટેમ્બર ૧૯૧૮ના રોજ યુદ્ધવિરામની સંધિ ઉપર સહી કરી ત્યાર પછી તેની સ્થિતિ ઘણીજ અસહ્ય થઇ પડી. તેની રાજસત્તાનો વિસ્તાર સંકુચીત થઇ ગયો હતો, તેની ખ્રીસ્તી પ્રજા તેની સત્તાનો વિરોધ કરતી હતી. આર્થિક દૃષ્ટિએ તે તદ્દન પાયમાલ થઈ ગયું હતું તુર્કો ઇટેલીઅન લડાઇ, બાલ્કન લડાઇ અને મહાન યૂરોપીય વિગ્રહનાં લગભગ દશ વર્ષની સતત લડાઇઓથી તે તદ્દન કંટાળી ગયું હતું.

યુદ્ધવિરામની સંધિ પછી ત્રણ માસમાં એનેટોલીઆમાંની છૂટીછવાઇ ટુકડીઓ સિવાય તેનું બાકી બધું લશ્કર વિખેરી નાખવામાં આવ્યું હતું. તેનું નૌકાસૈન્ય મિત્રરાજ્યોને સોંપી દેવું પડયું હતું તેની રાજધાની પર રાજ્યના (બ્રીટીશ) કબજામાં પડેલું હતું. તેની કેન્દ્રસ્થ રાજસત્તા ઇંગ્લેન્ડને અધિન થઇ ગઇ હતી અને તુર્કોના લોકો સામે તે સત્તાનો ક્રુર ઉપયોગ કરવામાં આવતો હતો. ત્યાર બાદ તુર્કીના ખરા ઇસ્લામી ભાગો મિત્રરાજ્યો અને ગ્રીસ વચ્ચે વહેંચી લેવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો. ઑસ્ટ્રીયા અને હંગરીને કેટલોક મુલક હારમાં આપીદેવો પડયો હતો તેમ તુર્કીને મેસોપોટેમીઆ, સીરીઆ, પેલેસ્ટાઇન, અરબસ્તાન વગેરે દેશ હારમાં આપી દેવા પડે ત્યાં સુધી કાંઇ નવાઈ ગણાય નહિં. પરન્તુ જ્યારે ઓસ્ટ્રીઆ અને જર્મનીને તેમનો પોતાનો મુલક રાખવા દેવામાં આવ્યા હતા ત્યારે તુર્કીના પોતાના મુલક ઉપર પણ તડાપ મારવામાં આવતી હતી.

સ્મર્ના અને થ્રેસ તો કોઇ પણ પ્રકારે તેમની સ્વાધીનતામાં રહેવાંજ જોઇએ તેવી તુર્કી લોકોની લાગણી હતી. તુર્કી હૃદયની અંદર ધર્મ અને જાતીયઅભિમાનનાં મૂળ હમ્મેશાં સંતાએલાં હોય છે. અમુક સખ્ત આઘાત થતાંની સાથે તે લાગણી એકદમ ઉછળી નીકળે છે. જ્યારે ગ્રીક લોકોએ સ્મર્નાનો કબજો લીધો ત્યારે તેને એવો સખ્ત આઘાત લાગ્યો. તેમનો જુસ્સો તથા ધાર્મિક અને જાતીય ભાવ એકદમ ઉછળી નીકળ્યાં. સ્મર્ના તેમના આગળથી પડાવી લેવામાં આવે તે તેમને અસહ્ય થઇ પડયું. એવું અપમાન, એટલું અધઃપતન તેમના ધર્મનો એવો તિરસ્કાર તેમનાથી કેવી રીતે સહ્યાં જાય ? એક પણ માણસ જીવતો હોય ત્યાં સૂધી તો તે લોકો તે સહન કરી નજ શકે. આજ સૂધી તુર્કી લોકોના હક્કો ઉપર અનેક આક્રમણો થયાં હતાં, પણ ગ્રીક લોકો કે જે ફક્ત એકજ સૈકા ઉપર તુર્કી સામ્રાજ્ય નીચે હતા તેઓ આવી રીતે તેમનો મુલક પચાવવાની ધૃષ્ટતા કરે તેતો તુર્કીને બહુજ નામોશીભરેલું લાગ્યું, તેમનો રાષ્ટ્રીય જુસ્સો પ્રદીપ્ત થયો. યૂરોપમાંથી તુર્કીનો નાશ કરવાનું આજ સૂધી ચાલતું આવેલું કાવત્રું તેમનાથી પૂરેપૂરૂં સમજવામાં આવ્યું. પાશ્ચાત્ય પ્રજાઓ ખાસ કરીને ઇન્ગલેન્ડ ગ્રીસને તુર્કીનો નાશ કરવાના સાધન રૂપે વાપરે છે તે તેનાથી સ્પષ્ટ સમજાયું. "જ્યાં સૂધી તે Accursed નીચ દુષ્ટ ગ્રન્થ (પાકકુરાન) નો એક પણ અનુયાયી જીવતો છે ત્યાં સૂધી યૂરોપ કદી શાન્તિ નિહાળશે નહિં" એવા શબ્દો બ્રીટનના એક વખતના વડા પ્રધાને ઉચ્ચારેલા તેનો મર્મ હવે તેમને સ્પષ્ટ થયો. ગ્રીકલોકોએ સ્મર્ના અને એને ટોલીઆમાં ચલાવેલી લૂંટ અને ખૂનરેજીએ આ વાતની સાક્ષી પૂરી.

ઇસ્લામ ધર્મનો ધ્વંસ કરવા માટે, ઇસ્લામીઓનું નીકંદન કાઢવા માટેની આ બધી પેરવીઓ છે તેવું તેઓ સમજ્યા. બસ હવેતો આ ધર્મયુદ્ધ થયું. તેમાં હવે જાનની શી પરવા ?

મુસ્તફાકેમાલ પાશા રાષ્ટ્રીયતાની ચળવળ તો ચલાવવા લાગ્યા હતા. સ્મર્ના ઉપરના ગ્રીક હલ્લાએ તુર્કોની આંખ ઉઘાડી. તેઓ પ્રાણ પાથરવા તૈયાર થયા. તેમને સરદાર જોઇતો હતો. અલ્લાએ તેવો સરદાર તૈયારજ રાખ્યો હતો. તે સરદાર તે ગાઝી મુસ્તફા કેમાલ પાશા. તેમની સરદારી નીચે તુર્કો ઇસ્લામ અને ઇસ્લામીઓના ગૌરવ માટે જીવ સટોસટનો પ્રયત્ન કરી રહ્યા છે.

પશ્ચિમની ધુંસરીમાંથી ઇસ્લામના છૂટકારાનું બલ્કે સમસ્ત પૂર્વના છૂટકારાનું આ ચળવળે સ્વરૂપ પકડયું છે. તેમની નૈતિક ફત્તેહ તો થઇ ચૂકી છે. સેવ્રની સંધીના કરારને દૂનિયાએ એક અવાજે વખોડી કાઢી છે. તુર્કોના ધર્મયુદ્ધમાં પાશ્ચાત્ય સિવાયના તમામ દેશોએ સહાનુભૂતિ દર્શાવી છે. જાતીયતા સમ્બન્ધને લીધે સમસ્ત પૂર્વ ખાસ કરીને સમસ્ત ઇસ્લામી કોમ આ વિગ્રહમાં જોડાય તો તેમાં કાંઈ નવાઇ નથી. પાશ્ચાત્ય દેશો જેનો નાશ ઇચ્છતા હતા તેનોજ પોતાના ક્રુર પ્રપંચો દ્વારા જુસ્સો પ્રદીપ્ત કર્યો છે. તુર્કીની સ્વાધીનતાની લડાઇ ભવિષ્યમાં સમસ્ત ઇસ્લામ ધર્મની સમસ્ત ઇસ્લામી કોમની સ્વાધીનતાની ચળવળનું રૂપ પણ લ્યેતો કાંઈ આશ્ચર્ય ન ગણાય.



# તુર્કીની અત્યારની માગણીઓ.

તુર્કીની અત્યારની માગણીઓ શું છે તે જાણવું જરૂરનું હોઇ અત્રે આપવામાં આવે છે. તે માગણીઓ એંગોરાના રાષ્ટ્રીય મહામંડળે પોતાના નિયત કરેલા રાષ્ટ્રીય કરારનામામાં જણાવી છે અને મુસ્તફાકેમાલ પાશાએ પણ તે દૂનિયા સમક્ષ રજુ કરેલી છેઃ-

(૧) આરબોની મ્હોટી વસ્તીવાળા દેશ ઉપરનો હક્ક તેઓ છોડી દેવા માગે છે પરંતુ તુર્કીના બાકીના ભાગને એક રાજકીય, જાતીય અને ધાર્મિક અંગ તરિકે સ્વીકારાવવા તેઓ ઇચ્છે છે.

(૨) પશ્ચિમ થ્રેસનો ચુકાદો ત્યાંના વતનીઓને અધિન રાખી પૂર્વથ્રેસ માટે કોઇ પણ જાતનો નિવેડો બીજા દેશોની સાથે રહી તેઓ કરવા માગતા નથી.

(૩) નવા કરેલાં રાજ્યોના અલ્પસમૂહો (Minorities) ના હક્ક તેઓ યૂરોપીય સત્તાઓએ જણાવેલા સિદ્ધાંતો પ્રમાણે સ્વીકારવા ઇચ્છે છે.

(૪) કોન્સ્ટેન્ટીનોપલ અને ડાર્ડેનલ્સને બીનશરતે તેમને સુપ્રત કરવાની તેમની માગણી છે પરન્તુ વ્યાપાર વગેરે માટે ડાર્ડેનલ્સને તેમાં હિત ધરાવતી સત્તાઓને માટે ખુલ્લુ રાખવા તેઓ સંમત છે.

(૫) તુર્કીની રાજકીય, આર્થિક ન્યાયવિષયક સ્વાધીનતા સ્વીકારાવવા માટેની તેમની આગ્રહપૂર્વક માગણી છે.

તુર્કોની અભિલાષા અત્યારે સામ્રાજ્યવાદી નથી. જ્યાં તુર્કો મ્હોટી સંખ્યામાં ન હોય ત્યાંની રાજસત્તા તેઓ માગતા નથી. તેમના શત્રુઓ તેમને તેમના પોતાનાજ દેશમાં ગુલામો બનાવવા માગે છે તેની સ્હામે તેમની લડાઇ છે, મતલબકે દરેક પ્રજા પોતાની સ્વાધીનતા ઇચ્છે છે તેવી રાષ્ટ્રીય સ્વાધીનતા તુર્કો પણ ઇચ્છે છે. જો શત્રુઓ તેમની આટલી માગણીઓ સ્વીકારે તો વિરોધ-લડત-બંધ કરવામાં તેમને આનાકાની નથી, પરંન્તુ તે માગણી કબુલ કરવામાં ન આવે તો કુરબાનીમાં તેઓ પાછા પડવા માગતા નથી.

# ઉપયોગી સસ્તું રાષ્ટ્રીય સાહિત્ય.

દરેક ઘરમાં દરેક લાયબ્રેરીમાં રાખવા લાયક, ઉત્તમ રાષ્ટ્રીય ભાવના પ્રેરનાર, ઇનામમાં આપવા લાયક, સ્વરાજ્યની ચાવી રૂપ, અમૂલ્ય રાષ્ટ્રીય પુસ્તકો.

## મહાત્મા ગાંધીજીનાં લખેલાં પુસ્તકોઃ—

| | | કીંમત. |
|---|---|---|
| ૧ | મ્હારો જેલનો અનુભવ | ૦—૬—૦ |
| ૨ | સત્યાગ્રહ (ગાંધીજીની જુબાની સહિત) | ૦—૬—૬ |
| ૩ | વિદ્યાર્થી આલમને (લેખો તથા ભાષણો) | ૦—૩—૦ |
| ૪ | હિન્દ સ્વરાજ્ય | ૦—૩—૦ |
| ૫ | મહાત્મા ગાંધીજીના પત્રો (ખાનગી) | ૦—૬—૦ |
| ૬ | નીતિધર્મ અને સર્વોદય | ૦—૬—૦ |
| ૭ | ઈજીપ્તનો ઉદ્ધારક | ૦—૬—૦ |
| ૮ | ગાંધીજીની દીવ્યવાણી | ૦—૧—૦ |
| ૯ | હિન્દ સ્વરાજ (સર્વોદય અને એક સત્યવીરની કથા સહિત) | ૦—૮—૦ |
| ૧૦ | હિન્દુ ધર્મ | ૦—૧—૦ |

## રાષ્ટ્રીય સાહિત્યના અન્ય અમૂલ્ય પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧૧ | કારાવાસની કહાણી (શ્રી. અરવિન્દ ઘોષના લેખો તથા પત્રોની ઉત્તમ પ્રસાદી) | ૦-૧૦-૦ |
| ૧૨ | રાષ્ટ્રગીત (ઈં. ક. યાજ્ઞિકે સંગ્રહ કરેલ) | ૦-૧૦-૦ |
| ૧૩ | આટલું તો જાણજો (લે. ન. ઘા. પરિખ) | ૦—૬—૦ |
| ૧૪ | સત્યાગ્રહીના સ્વાતન્ત્ર્ય મન્ત્રો | ૦—૦—૬ |
| ૧૫ | લાલા લાભસીંગ | ૦—૩—૦ |

૧૬ ઇજીપ્તનો અસહકાર (વિ. જે. પટેલનું ભાષણ) ૦-૧-૬
૧૭ **મહાત્મા ગાંધીજી** (તેમનું એક જીવન-ચરિત્ર) ૦-૬-૦
૧૮ **લોકમાન્ય ટિળક** (જીવનચરિત્ર) ૦-૨-૦
૧૯ **સ્વરાજ્ય કુસુમાવલી** ૦-૧-૩
૨૦ **રાષ્ટ્ર કીર્તન** ૦-૩-૦
૨૧ **શિવદયાળની શોધ** (મહાન્ ટોલસ્ટોયની એક ગૂઢ ભાવયુક્ત સરળ વાર્તા) ૦-૨-૦
૨૨ **કરાંચીનો મુકદ્દમો** ૧-૦-૦
૨૩ **રાષ્ટ્રીય ગરબાવળી** ૦-૧-૬
૨૪ **ભારત ભક્તિ** ૦-૦-૯
૨૫ **ભારત કીર્તન** ૦-૦-૯
૨૬ **કાયદા સામે થવાની ફરજ** (મહાન થોરોના લેખનો અનુવાદ) ૦-૦-૯
૨૭ **સ્વરાજ્ય કીર્તન** ૦-૩-૦
૨૮ Language of the Heart or Messages of Imprisoned leaders ૦-૨-૦
૨૯ **સ્વદેશી ધર્મ** (અધ્યાપક કાલેલકર રચિત) ૦-૪-૦
૩૦ **ગાંધીજીની જુબાની** (હન્ટર કમીટી સમક્ષ) ૦-૬-૦
૩૧ **હિન્દ કેમ પાયમાલ થયું?** (મ. હ. દેસાઇકૃત) ૦-૧-૦
૩૨ **ગોપાળકૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનો** ભા. ૧ લો ૦-૧૦-
૩૩ **ગોપાળકૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનો** ભા. ૨ જો ૦-૧૦-
૩૪ **લાલપટ્ટી યાને માજીસ્ટ્રેટનું રાજીનામું** (અસહકારની એક સુંદર વાર્તા) ૦-૨-
૩૫ **દેશબન્ધુ દાસ** (ટુંકું જીવનચરિત્ર) ૦-૧-
૩૬ **હિન્દનું રાજ્યતન્ત્ર** ૦-૨-
૩૭ **રાષ્ટ્રીય ગીતાંજલી** ૦-૪-
૩૮ **ભાઈ પરમાનન્દની**

આત્મકથા યાને કાળાપાણીની કારાવાસની કહાણી (આન્દામાન કાલાપાણીનો હેવાલ)૧—૦—૦
૩૯ **મૌલાના મહમદઅલીનું** જીવનચરીત્ર ૦—૪—૦
૪૦ **સ્વદેશ ગીતામૃત** ૦—૪—૦
૪૧ **ગાઝી મુસ્તફા કેમાલ પાશા**(તુર્કીના મહાન વીરપુરૂષનું જીવનચરિત્ર) ૦—૨—૦
૪૨ **રાષ્ટ્ર ગીતાંજલી** ૦—૧—૦
૪૩ **મ. ગાંધીજીનું** વચનામૃત ૦—૨—૦
૪૪ **મ. ગાંધીજીના** ખુલ્લા પત્રો. ૦—૮—૦
૪૫ **શારિરીક શિક્ષણ પદ્ધતિ** ૦—૬—૦

ઉપરનાં તેમજ અન્ય તમામ રાષ્ટ્રીય સાહિત્યનાં અમૂલ્ય પુસ્તકો અમારે ત્યાંથી તેમજ નીચે જણાવેલાં સ્થળોએથી મળશે:—

૧ નવજીવન ભાંડાર, પાંજરાપોળ કમ્પાઉન્ડ, મુંબાઇ.
૨ મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, નં ૧ પાયધુની ટ્રામ જંકશન પાસે, મુંબાઇ.
૩ ગાંડીવ સાહિત્ય મંદીર, સુરત.
૪ સ્વદેશી વસ્તુ ભાંડાર, ત્રણદરવાજા, પાટણ.
૫ ગુજરાત સાહિત્ય મંદીર, રાજકોટ પરા.
૬ સ્વદેશી સભા, જામનગર.
૭ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણદરવાજા, અમદાવાદ.
૮ નારણલાલ મોતીલાલ બુકસેલર, રીચીરોડ, અમદાવાદ.
૯ રણછોડલાલ મોતીલાલ બુકસેલર, અમદાવાદ.
૧૦ શુદ્ધ ખાદી ભાંડાર, રાયપુર ચકલા, રીચીરોડ, અમદાવાદ.
૧૧ કાન્તિલાલ અમુલખરાય, બાલાહનુમાન પાસે, અમદાવાદ
૧૨ ગૂજરાત સ્વદેશી સ્ટોર્સ, ચાર રસ્તા, અમદાવાદ.

# એક અમૂલ્ય લાભ.

પાછળ જણાવેલાં પુસ્તકોમાંથી રૂા. ૫) ની કીંમતનાં પુસ્તકો સામટાં મંગાવનારને **સત્યાગ્રહીના સ્વાતન્ત્ય મન્ત્રો** તથા **સ્વદેશ ગીતામૃત** મફત મળશે. રૂા. ૧૦) નાં પુસ્તકો સામટાં મંગાવનારને **રાષ્ટ્રીય ગીતાંજલી, સત્યાગ્રહીના સ્વાતન્ત્ય મન્ત્રો, સ્વદેશ ગીતામૃત** તથા **ગાઝી મુસ્તફા કેમાલ પાશાનું જીવનચરિત્ર** મફત મળશે. રૂા. ૨૦) નાં પુસ્તકો મંગાવનારને રૂા. ૧૦) પ્રમાણેનાં પુસ્તકો ઉપરાંત **હિન્દ કેમ પાયમાલ થયું** તથા **મ. ગાંધીજીનો મ્હારો જેલનો અનુભવ** એ પુસ્તકો ભેટ મળશે.

**વેપારીઓને સારૂં કમીશન આપવામાં આવશે.**

---

**તુરત નીચેના શિરનામે લખો:-**

રાષ્ટ્રીય સાહિત્ય પ્રસિદ્ધ કરનાર
તથા
તેનો પ્રચાર કરનાર
પ્રજાકીય સાહિત્ય મન્દિર.
દોલતખાના, ૪૧૦૫,
અમદાવાદ.

ધર્મ વિજય પ્રી. પ્રેસ ૫૪૩, રીચીરોડ—અમદાવાદમાં
હીરાલાલ વસંતદાસે છાપી
અને
ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી, એમ. એ. પ્રગટ કર્યું
દોલતખાના—અમદાવાદ.